सा विद्या या विमुक्तये ।

## સુરત રા. કે. મંડળની કસ્તુરબા કન્યાશાળાનો

# વાર્ષિક વૃતાંત

---

**માન્યવર પ્રમુખશ્રી સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

મારા આમંત્રણને માન આપી આજના આ સમારંભને શોભાવવા આપ સર્વ સજ્જનોએ સમયનો ભોગ આપી અત્ર પધારી કન્યા કેળવણી પ્રતિ જે સહાનુભૂતિ દર્શાવી છે તે માટે હું આપ સર્વનો આભાર માનું છું.

૧૯૨૩ના ડિસેંબર માસમાં આ હૉલમાંજ મજકુર શાળાનો પારિતોષિક સમારંભ ઉજવાયો હતો, ત્યાર પછી આ બીજો સમારંભ છે. અને આ વખતે પણ ગત્ વર્ષની માફક શ્રી. જયકર સાહેબે પ્રમુખસ્થાન શોભાવ્યું છે, એ આ શાળા પ્રત્યેની એમની હાર્દિક લાગણી પ્રદર્શિત કરે છે. અને એ જોતાં આપણને પણ ઘણોજ સંતોષ થાય છે શાળાના આવા સમારંભ સમયે શાળાની આંતરિક સ્થિતિ રજુ કરવી જોઇએ. તદનુસાર શાળાનો વૃતાંત આપ સમક્ષ હું રજૂ કરૂં છું અને તે પ્રતિ આપનું લક્ષ ખેંચુ છું.

દેશની મહાસભાના ઠરાવ અન્વયે આપણા શહેરની મ્યુનિસિપાલીટીએ શાળા નિભાવ માટે મળતી સરકારી ગ્રાંટ છોડી દઇ સુરતની ભાવિ પ્રજાને સ્વતંત્રતાનો સ્વાદ ચખાડવા કેળવણી ઉપરથી સરકારનો અંકુશ દૂર કરી રાષ્ટ્રીય કેળવણી આપવાનો નિશ્ચય કર્યો. આને પરિણામે છેક હિંદી પ્રધાનનું સિંહાસન ડોલ્યું અને બાળકો માટે સરકાર અને પ્રજા વચ્ચે યુદ્ધ મંડાયું. જેને પરિણામે રા. કે. મંડળને સઘળી શાળાઓ સોંપાઈ તેમજ જે અધ્યાપકોએ સુખ અને સગવડ છોડી પ્રજાસેવા સ્વીકારી તેમની નોકરી પણ રા. કે. મંડળને ઉછીની અપાઇ. પછીતો પ્રજા ઉપર, બાળકો ઉપર, અધ્યાપકો ઉપર, શાળાનાં મકાનો ઉપર, અને કાર્યકર્તાઓ ઉપર અનેક પ્રકારના નીચ હુમલાઓ થયા ને એમ કરતાં સાડાત્રણ વર્ષ વહી ગયાં પણ કોઇ ડગ્યું નહિ.

ઈ. સ. ૧૯૨૧ના ઓગસ્ટ માસમાં મ્યુનિસિપલ શાળાઓનું કાર્ય અસંભવિત બનાવવાના ઇરાદાથી દશ દિવસની નોટીસ આપી સરકારે પોતાના શિક્ષકોને ખેંચી લીધા, ત્યારથી આ શાળાની વ્યવસ્થા તથા જવાબદારી મારી પાસે છે. સ્ત્રીશિક્ષકોના અભાવે આવી કેળવણીની સંસ્થામાં પુરૂષ શિક્ષકોથી જગા પુરવી પડી છે એ શોચનીય છે.

મેં આ શાળનો ચાર્જ લીધો ત્યારે આ શાળામાં બાળાઓની સંખ્યા ૨૨૦ હતી આજે ૨૦૮ સંખ્યા છે.

આ શાળા ત્રણ વર્ષનું બાળક છે, છતાં ૫૦ વર્ષની જૂની શાળાઓની હરિફાઇમાં યશ પ્રાપ્ત કરી શકી છે, અને પ્રતિવર્ષ પારિતોષિક સમારંભમાં પોતાનું તેજ દર્શાવી શકી છે.

આજસુધી મહાન્ મુશ્કેલીઓ વચ્ચે રા. કે. મંડળે કામ કર્યું છે. પણ હાલની પરિસ્થિતિ બદલાઇ છે, સુરતે પ્રજાકીય સિંહાસન ઉપર ફરીથી પોતાના માનીતા અને સ્વતંત્રતાને ચાહનારા પ્રતિનિધિઓને ચુંટી મોકલ્યા છે. દેશનું વાતાવરણ શીથીલ હો કે તેજોમય હો તે સુરતે જોવાનું નથી. શહેરમાં શાળાઓ માટે અનેક ખ્યાલો વગર વિચારે કેટલાક કરે કે ફેલાવે તેની દરકાર કરવાની નથી. હાલની સ્થિતિ જો આગળ વધવાની કદાચ નહોય, છતાં પાછળ હઠવાની તો છેજ નહિ. પણ છીએ તે સ્થાને અક્કમપણે ઉભા રહેવું એ સ્વમાન ધરાવનારી પ્રજા તરીકે આપણે માટે અતિ આવશ્યક છે.

કદાચ આ મ્યુનિસિપાલીટી રા. કે. મંડળને સોંપેલી બધી અનામત સજીવ મિલ્કત પાછી લઇ લે તો આપણે નિરાશ થઇશું નહિ પણ ઉદાસ તો થઈશુંજ. કેમકે અમારૂં દૃઢ માનવું છે કે પ્રાથમિક શિક્ષણના સંબંધમાં સરકાર સાથેનો સહકાર એ દેશનું અધઃપતન કરનાર છે.

દેશનું ઉત્થાપન માતૃશકિતના ઉપર આધાર રાખે છે, એ શકિતઓ આપણી બાળાઓમાં સુતી પડી છે, તેને વિદેશીઓ ન છેડી શકે, આપણેજ તેને જાગ્રત કરી ખીલવીએ. માટે છેવટ આ એક શાળા તો પ્રજાના ત્રણ વર્ષના કીર્તિસ્થંભ તરીકે ખડી રહે એવી મને ઉમેદ છે. મને સોંપાયલું, પ્રજાના પ્રતિનિધિઓના હાથે વવાયલું અને પ્રજાને હાથે પોષાયલું આ કલ્પવૃક્ષ હું અમર જોવાની આશા રાખું છું.

આપણી રાષ્ટ્રીય કન્યાશાળાઓમાં, ભવિષ્યની માતાઓના મગજમાં દેશભક્તિની અને ઉચ્ચ આર્ય સંસ્કૃતિની ભાવનાઓ રેડાય છે, કથા અને ઇતિહાસ દ્વારા દેશના સ્વમાનના શિક્ષણની અને મનુષ્યધર્મની કુંચીઓ બતાવાય છે. રાષ્ટ્ર ભાષાના શિક્ષણથી ભારતની એકતા શિખવાય છે, બાલાઓ સ્વાશ્રયી અને સત્યનિષ્ટ બને તે તરફ પુરતું લક્ષ અપાય છે. સંગીત દ્વારા રસિકતા, સંયમ અને કળાની કેળવણી અપાય છે.

આ બધી નવિનતાઓ ચાલુ શિક્ષણપ્રથા કરતાં વિશેષ જોઇ શકાય એમ છે, માટે આવી સંસ્થાઓને પ્રજાએ ચાલુ રાખવી અને સર્વ સ્વીકૃત સામાન્ય શિક્ષણની શાળાઓ મ્યુનિસિપાલિટિ ચલવે એમ આ પ્રસંગે વ્યવસ્થા થવાની જરૂર છે.

આ શાળામાં બાળવર્ગથી માંડીને સાત ધોરણ સુધીનું શિક્ષણ અપાય છે. ગઇ પરીક્ષા વખતે શાળાનું પરિણામ સેંકડે ૬૦ ટકા હતું. આ ઉપરથી આપને પ્રતીત થયું હશે કે આ શાળા આવા કટોકટીના પ્રસંગ હોવા છતાં અને જોડાજોડ સરકારી શાળા અસ્તિત્વ ધરાવતી હોવા છતાં આ શાળાએ ઉત્તરોત્તર પોતાના કાર્યમાં પ્રગતિ કરી છે.

શાળામાં સીવણ, ભરતકામ, કાળજી પુર્વક શિખવાય છે. ઉપરાંત સંગીત, નર્સિંગ, સંસ્કૃત અંગ્રેજી, હિંદી અને રસોઇકામ ઉપલા ધોરણની બાળાઓને શિખવવામાં આવે છે, કે જે એમના જીવનમાં એમને વિશેષ ઉપકારક થાય,

સંગીતના વિષયમા કેટલીક બાળાઓ જાતે વાદ્ય વગાડી શકે છે. અને ઘણી બાળાઓ સારૂં શાસ્ત્રીય સંસ્કારયુક્ત તાલબદ્ધ ગાઈ શકે છે.

નર્સિંગકામ શિખવવા અને એનો પ્રત્યક્ષ પાઠ આપવા બાળાઓને અહીંની સિવિલ હૉસ્પિટલમાં લઈ જઈ અભ્યાસક્રમ પુરો કરવામાં આવ્યો હતો. ત્યાં અમને આવી ઉપયોગી સગવડ કરી આપવા બદલ હું આ જગ્યાએ તે હૉસ્પિટલના શ્રીમાન્ ડૉકટર કર્નલ કુકડે સાહેબનો તથા તે હોસ્પિટલનાં સિસ્ટર મીસીસ લૅગહામનો આભાર માનું છું.

સંસ્કૃત કે જે આપણા દેશની પ્રાચીન ભાષા છે, તેનાથી બાળાઓ વંચિત ન રહે એ હેતુથી તેમને એ ભાષાનું કંઇક ઉપયોગી શિક્ષણ પણ અહીં આપવામાં આવે છે.

બીજી ભાષા તરીકે ઉપયોગ પૂરતી અંગ્રેજી ભાષા પણ બાળાઓને શિખવાય છે.

રાષ્ટ્રભાષા એટલે હિંદીભાષાનું જ્ઞાન પણ બાળાઓને અપાય છે. હિંદી મુખપાઠની હરિફાઇમાં આ શાળાની કેટલીક બાળાઓને ચાંદ મળ્યા છે અને કેટલાકને બીજાં પારિતોષિક મળ્યાં છે.

[redacted] સંગીતની હરિફાઇમાં આ શાળાની બાળાઓ ઉતરી હતી તે પૈકી મેલામંડળ તરફથી એ બાળાઓએ પારિતોષિક મેળવ્યું હતું.

રસોઇનું કામ કે જે દરેક બાળાઓને ફરજયાત આવડવું જોઇએ અને શાળાના શિક્ષણના લોભમાં એ વિષયની બાળાઓને કચાશ ન રહે એ હેતુથી અનુકૂળતાએ રસોઇકામ શિખવવા સારૂ પણ સમય રાખેલો છે. એ વિષય ફરજયાત નહિ પણ ઐચ્છિક રાખવામાં આવ્યો છે. રસોઇ-કામના દિવસે સવારથી માંડી સાંજ સુધીના ઘરના લગભગ દરેક કામની તાલીમ અપાય છે. ગૃહવ્યવસ્થા માત્ર પુસ્તકદ્વારાજ નહિ પણ અનુભવ કરાવી શિખવાય છે.

આ શાળાની કેળવણીનો લાભ લેવા સૈયદપુરા નાનપુરા, ગોપીપુરા, ગલેમંડી, રાણીતળાવ જેવા દૂરના લત્તામાંથી લોકો પોતાની બાળાઓને મોકલે છે એજ આ શાળાને માટેના અભિપ્રાયો છે, ઉપરાંત મુંબઇ ગુજરાતના વિદ્વાનો અને કન્યાકેળવણીના હિતચિંતકોએ તથા કેટલીક સુશિક્ષિત બહેનોએ આ શાળાની મુલાકાત લીધી છે, તેમના અભિપ્રાયો આપ સમક્ષ મૂકવા જેવા છે છતાં સમયાભાવે માત્ર તેઓ પૈકી નીચેનાં કેટલાંક મુબારક નામ સૂચવી હું સંતોષ માનીશઃ—

**શ્રીયુત કવિ ન્હાનાલાલ, સૌ. શારદાગૌરી મહેતા, શ્રી. પ્રોફેસર કાનીટકર પ્રિન્સિપાલ ફરગ્યુશન કૉલેજ, શ્રી. પ્રોફેસર ડબલ્યુ. એમ. આઠવલે ફરગ્યુશન કૉલેજ શ્રી. સૌ. કસ્તુરબા ગાંધી, મીસીસ અબ્બાસ તૈયબજી, શ્રીયુત જી. બી. ત્રિવેદી બી. એ. એમ. એલ. સી. શ્રીયુત એમ. આર. જયકર બાર–એટ–લૉ, શ્રીયુત હિરાલાલ નાણાવટી સોલીસીટર, શ્રીયુત ક્ષિતિજચંદ્રબાબુ શાંતિનિકેતન ડૉ. સુમંત મહેતા.**

આ શાળામાં જોઈતાં સાધનસાહિત્યો માટે પૂજ્ય શ્રી ગંગાબ્હેન ગંગાદાસે જે કિમંતી મદદ આપી છે. તેમનો તથા શાળાને ઉપયોગી લાયબ્રેરી બનાવવા શ્રી. અંબુભાઈ નરોત્તમભાઈએ જે મદદ આપી છે તેમનો તથા વડોદરા રાજ્યના શ્રીમાન વિદ્યાધિકારી સાહેબે સો પુસ્તકો લાયબ્રેરી માટે આપ્યાં છે તેમનો તથા આજના પ્રમુખ શ્રી. જયકર સાહેબ તરફથી જે રોકડ મદદ મળી છે તે બદલ તે સર્વેનો તથા અન્ય સદ્‌ગૃહસ્થો કે જેમણે આ શાળાને આવી સુંદર બનાવવામાં તન મન ને ધનથી યથાશકિત મદદ કરી છે તે સર્વનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

શાળાનું કામ સુંદર રીતે દીપાવવા મદદનીશો તન મનથી ઉત્સાહપુર્વક પોતાનું કર્તવ્ય બજાવે છે તે બદલ તેમને હું અભિનંદન આપું છું.

સંસાર સુધારકોના સતત્ પ્રયત્નો છતાં સમાજમાં જરૂરી સુધારા તો ન થયા પણ ઉચ્ચ કેળવણીનો પ્રચાર થતાં અને સમસ્ત દુનીઆનું વાતાવરણ બદલાતાં સમાજમાંથી અને ખાસ કરીને આ શહેરની ઉંચી કોમોમાંથી બાળલગ્ન બંધ થઈ ગયેલાં જોવામાં આવે છે. એટલે જે જ્ઞાતિઓમાં એક દાયકા ઉપર બાર વર્ષની કુંવારી કન્યા ભાગ્યેજ રહેતી તેમાં આજે કવચિતજ અપવાદ રૂપે ૧૬-૧૭ વર્ષની વય પહેલાં લગ્ન થતાં હશે. સમાજની સ્થિતિ જેમ બદલાય તેમ તે બદલાયલી સ્થિતિને પહોંચી વળવાને તેની કેળવણી વગેરેની સંસ્થાઓનો વિકાસ થવો જોઈએ અને તેમ કરવાની ફરજ રાજા જો સ્વજાતિય હોય તો તેની અને વિજાતિય હોય તો પ્રજાના હિતચિંતક સમાજસેવકોની છે. તેથી કન્યાલગ્નની વયમાં આપોઆપ આ ફેરફાર થવાથી કેળવણીનાં સાધનોમાં ઘટતો સુધારો વધારો કરવાની આવશ્યકતા છે.

હાલની સામાન્ય શાળાઓની ઘટનામાં પ્રાથમિક કેળવણીનો એટલે કન્યા બાર વર્ષની ઉમરે પહોંચે ત્યાં સુધીનોજ—પ્રબંધ જોવામાં આવે છે. તેથી વિશેષ પ્રબંધ બીજો નથી, અર્થાત્ ૧૨ થી ૧૫ કે ૧૬ વર્ષ

સુધી કાંતો કન્યાઓ ઘર આગળ પોતાનું જ્ઞાન વ્યર્થ ગાળે છે અને ઘણી વખતે ઘરકામમાં મદદ કરવાને બદલે અળગુ સગાંવહાલાં, સખીઓ, કે અન્ય સ્ત્રીઓ જોડે બેસી કુથલી, નિંદા, વગેરે કેટલાક ન ઇચ્છવા યોગ્ય વ્યવસાયમાં પોતાનો આ વખત ગાળે છે. સ્ત્રી જાતિના શારીરિક તથા માનસિક વિકાસનો ખરો વખત કુદરતે એજ ચાર વર્ષમાં નિર્મેલો છે, અને તે સમય જો સાચવી ન લેવાય તો હાથમાં આવેલો પ્રસંગ જતો કર્યો ગણાય માટે આ સમયનો ઉપયોગ કરી લેવાનાં સાધનો પુરાં પાડવાનો ધર્મ સમાજહિતચિંતકોનો છે.

દેશની સંસ્કૃતિનો ઇતિહાસ દેશના સ્ત્રી જીવનના વિકાસ પર વધારે આધાર રાખે છે તેમજ ભાષાની સાહિત્યલક્ષ્મીનું ગૌરવ અને લોક હૃદયનો આદર્શ એના સ્ત્રી પાત્રોની પ્રતાપી સંસ્કારિતા પરથી મપાય છે. સ્ત્રીઓના અનુભવની પ્રણાલિકામાંથી પસાર થયા વિના પુરૂષોનાં બુદ્ધિ-જળ કિનારા વિનાનાં ઝરણુની માફક છીછરાં બને છે. જેટલે અંશે એ કિનારા સુઘટ અને વ્યવસ્થિત હોય તેટલે અંશે એ જળ નિર્મળ અને અખંડિત રહેવાનાં. પણ એ સુઘટતા પ્રજા જીવનની સબળતા પર આધાર રાખે છે.

સામાજિક સુધારામાં જેમ સ્ત્રી કેળવણીની અગત્ય છે તેમ રાજકીય ચળવળનો પણ કેટલોક કાર્યક્રમ એવા પ્રકારનો છે કે જેમાં સ્ત્રી કેળવણીની અગત્ય છે જેને વિષે કોઇને ભાગ્યેજ ભિન્ન મત હશે. રાજકીય પ્રકરણમાં સ્ત્રીઓ ઘણું કરી શકે છે. સ્વદેશીનો પ્રચાર સ્ત્રીઓજ સંગીન રીતે કરી શકે. લગ્નસરા વખતે પરદેશી માલ ઘણો વપરાય છે એ આપણી રાષ્ટ્ર ભાવનાને અવનત કરે છે. સ્વદેશીને લીધે ખર્ચ પણ ઓછો થાય છે, પૈસા પરદેશ જતા અટકે છે, સાદાઇનો ઉચ્ચ આદર્શ સચવાય છે.ને ભપકાદાર પરદેશી વસ્ત્ર કરતાં સ્વદેશી જાડું પાતળું વસ્ત્ર વિશેષ હિતકર છે. સમાજને ઉન્નતિને માર્ગે ચઢાવવો કે અવનતિના ખાડામાં ઉતારવો એ સ્ત્રીઓના હાથમાં છે.

હિંદુ સમાજમાં કન્યાલગ્ન સામાજીક રિવાજોને લીધે ફરજ્યાત હોવાથી પ્રત્યેક બાળાએ પોતાની ભવિષ્યની ગૃહિણી તરીકેની જિંદગી આ અશાંતિના જમાનામાં કેમ સુખી નિવડે, માતા-તરીકે પોતાની સંતતિ એટલે ભવિષ્યની પ્રજા પુરી નાગરિક બની માતૃભૂમિની સાચી સેવા કેવી રીતે કરે અને આ સ્પર્ધાના જમાનામાં પુરૂષ વર્ગને તેમના વ્યવસાયમાં કેમ સહાયભૂત થવાય તે શીખી લેવાની ખાસ જરૂર છે. તેમજ તેમને સ્ત્રી જાતિના સ્વાભાવિક ગુણો જેમકે-હૃદયની મૃદુતા, વૃત્તિઓની પવિત્રતા. રસિકતા ને સૌંદર્યપ્રિયતા વગેરેનો વિકાસ કરવાના સાધનો કરી આપવા જોઇએ. ટુંકામાંજ આજે અબળા જાતિ ગણાય છે તેઓ શારીરિક અને માનસિક સબળ શકિતની પ્રતિમા બને એવી જાતની કેળવણીનો પ્રબંધ કરવાની ખાસ જરૂર છે. માત્ર યુનિવર્સિટીની પરીક્ષામાં પાસ થવું એજ અંતિમ હેતુ રાખનારાં કેળવણીનાં કારખાનાં છે. અને ત્યાં કેળવાયેલી કન્યાઓની જિંદગી અપૂર્ણ, એક તરફી, અવ્યાવહારિક થાય એ ઉઘાડું છે. ઉપર જણાવેલો આદર્શ પૂરો કરવાની અકાંક્ષા ધરાવતી આ એકજ કન્યાશાળા છે, અને તેથી શહેરની મોટી ખોટ પૂરાય છે.

આ કન્યાશાળાની વ્યવસ્થા અનાયાસે મારા હાથમાં આવી ગઇ છે, અને તેને રાજદ્વારી યુદ્ધના રંગમાં ન જોતાં ફકત કન્યા કેળવણીના દૃષ્ટિબિંદુથી તપાસીશું તો જરૂર માલમ પડશે કે કન્યાકેળવણીના વિષયમાં તો સરકારી અંકૂશ જરાએ ન જોઇએ. સરકારી રીતભાતનું બંધન, અભ્યાસક્રમ, કાયદા કાનુનો પોલાદનાં બનેલાં છે; અને શાળાને, અધ્યાપકોને અને વિદ્યાર્થીઓને પોલાદી બખતર પહેરાવ્યાં એટલે જરાએ આમ તેમ ખસી શકાય નહિ, જ્યારે કન્યા કેળવણીના વિષયમાં પુરતી elasticity (છુટ) ની આવશ્યકતા છે. કન્યાકેળવણી ઉપર સરકારી અંકુશ ન રાખવો હોય તો સમાજની ફરજ છે કે તેમણે પોતાની શાળાનો નિભાવ કરવોજ જોઇએ. માટે હું જાહેર વિનતિ કરૂં છું કે આ શાળાના નિભાવ માટે જોઇતાં નાણાંની મદદ આપ જરૂર કરશો. કન્યાના તથા પુરૂષોના લગ્ન પ્રસંગે હજારો રૂપીઆ ખરચાય છે. તો તે લગ્ન સુખી

નિવડે તેની તૈયારી કરવા એટલે કેળવણી આપવામાં આપે વિશેષ નાણાં આપવાં જોઇએ.

હવે આપ સર્વ સમક્ષ આ શાળાની બાળાઓનો કાર્યક્રમ રજુ થાય છે. જો કે તે લંબાણુ છે પણ કન્યાઓના ઉત્સાહમાં ન્યુનતા ન આવે માટે આપ તે શાંતિથી સાંભળશો.

રેસીટેશન પૂર્ણ થયા બાદ ધોરણવાર બાળાઓને ઇનામો આપવામાં આવશે. આજના મેળાવડામાં મુખપાઠ, સંવાદ અને ગરબામાં સૌથી ઉત્તમ કામ કરનાર કન્યા માટે એક ઇનામ ખાસ રાખવામાં આવ્યું છે. એ ઇનામને લાયક કન્યા પસંદ કરવાનો અધિકાર હું પ્રમુખશ્રીને સોંપું છું.

આટલી હકીકત નિવેદન કરી ફરીથી આપ સર્વનો આભાર માની વિરમું છું.

वंदेमातरम् ।



( १ )

## प्रार्थना

शुक्लां ब्रह्मविचार सारपरमाम् आद्यांजगद्व्यापीनीम् ।
वीणापुस्तकधारिणीमभयदाम् जाड्यांधकारापहाम् ।
हस्ते स्फाटिकमालिकाम् विलसिताम् पद्मासने संस्थिताम् ।
वंदे त्वाम् परमेश्वरीम् भगवतीम् बुद्धिप्रदाम् शारदाम् ॥

---

यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै ।
वेदैः साङ्ग पद: क्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

( २ )

અખિલ વિશ્વમાં વ્યાપક પોતે કેશવ કૃષ્ણ કૃપાળ-કર્મવીર
ધર્મ ઉદ્ધારણ કારણ પ્રકટયા આપજ દીન દયાળ-દયાળુ
એકજ આપ અનેક થયા પ્રભુ જય જગજીવનરાય-જોગીશ્વર
ઘટઘટમાં પ્રકાશી રહ્યા છો પૂર્ણ પુરુષોત્તમરાય-પરાક્રમી
ઐકય અમી ઝરણાં ઝીલનારા હિંદુ મુસલમાન-હિંદના
આપ ચરણમાં કરીએ પ્રાર્થના રાષ્ટ્રીયશાળાનાં બાળ-અમેતો.

( ૩ )

# મીરાંની શ્રધ્ધા.

હરિ મેં તો દરદ દિવાની, મેરા દરદ ન જાને કોઇ, ટેક.
સુલી ઉપર સેજ હમારી, કિસ બિધ સોણા હોઇ.
ગગન મંડલપે સેજ પિયાકી, કિસ બિધ મિલના હોઈ,
ઘાયલકી ગત ઘાયલ જાને, કી જીન ઘાયલ હોઈ.
જૌહરીકી ગત જૌહરી જાને કી જીન જૌહર હોઇ,
દરદકીમારી બનબન ડોલું, બૈદ મિલ્યા નહી કોઇ.
મીરાંકી પ્રભુ પીર મિટેગી, જબ બૈદ સાંવલિયા હોઇ,

માતા-તારા આ બાલકૃષ્ણને, તારા આ પત્થરનાં પુતળાંને તું તદ્દન ભુલી જા. જાણે નભોમંડળનો યે મહારાજ હોય, મહા પર્વતોનો યે પર્વત હોય, વિશાળ દરીયાનો યે દેવ હોય, જાણે મનુષ્યના ભાગ્યનો વિધાયક

હોય એમ ગણી અહર્નિશ એના સામું આંસુ સારતી એનાંજ ભજન કીર્તન કર્યા કરે છે.

કુંવરી શાંત જળમાં જેમ પ્રભાતનાં અજવાળાં પ્રકટે છે, તેમ તારા હૃદયમાંયે યૌવનનો સંચાર થવા માંડયો છે.

**મીરાં**–અને મારૂં એજ બાલહૃદય એ કોડીલાને ચરણે ધરાવી ચુકી છું.

**માતા**–તારી તો બુદ્ધિજ ખસી ગઇ છે. તારા આ બહાવરા શબ્દો દરીઆનાં મોજાંની માફક એ પત્થરનાં પુતળાંની આસપાસ ઝઝુમ્યા કરે છે. મૂર્ખી, એ ધોળા પથરામાં એવું તે શું છે?

**મીરાં**–સિંહાસનારૂઢ ચક્રવર્તી મારા હૈયાનો હમેશનો પ્રભુ અને પતિ.

**માતા**–હેં! તારો પ્રભુ અને પતિ! કાંઇ ગાંડી થઇ છે કે શું! એ ધોળા પત્થરમાં એવું પૂજવા જેવું તે શું છે!

**મીરાં**–સર્વ જીવોનો આધાર, જગતની અકળિત લીલાનો સાક્ષાત્ અવતાર, સર્વ જ્ઞાનનો ભંડાર અને ગાઢ તિમિરમાંથી વિશ્વના વિરાટ સ્વરૂપના પ્રકટવા પહેલાંની આદ્ય શાંતિનો મહાસાગર... ... ...

**માતા**–અરે, આતો બધી તારાજ મગજની ઢંગધડા વગરની બાલિશ માન્યતા છે.

**મીરાં**–માન્યતા અને શ્રદ્ધા તો આત્માનું અખંડ યમલ છે માન્યતાની કોઇ ઉત્કૃષ્ટ પળમાં પ્રેમ દીવડાઓ પ્રકટે છે, અને પ્રભુની અનહદ કૃપા-વડે સ્વર્ગના અનંત સામ્રાજ્યમાં એ ઝગમગી રહે છે. અને એમ જીવન એકજ ધ્યેય તરફ ઢળ્યું જાય છે. અરે શ્રદ્ધાબળે પત્થર પણ પીગળ્યા છે, પ્રહ્લાદ કુમાર એ શ્રદ્ધાબળે અગ્નિને ભેટેલા, અને ગિરિશૃંગોની ઉંચાઇ એક બાળક જેટલી ઉંચી લાગેલી, અરે શ્રદ્ધાથી તો ભીષણ ઉદધિ-ગર્જના પણ સમાવી શકાઇ છે. વિષઘુંટ તે દેવના અમૃતપાન સમા થઇ ગયા છે. માતાજી અમારી શ્રદ્ધાતો એવી છે.

રામ રટણ ધન પાયો, મૈયા મેં તો રામ રટણ ધન પાયો.
ખર્ચે ન ખૂટે વાકું ચોર ન લૂટે દિન દિન હોત સવાયો. મૈયા.
નીર ન ડુબે વાકું અગ્નિ ન જાલે ધરણી ધર્યો ન સમાયો. મૈયા
નાવકી નાવ ભજનકી બતિયાં ભવસાગરને તાર્યો. મૈયા
મીરાંબાઇ પ્રભુ ગિરધર શરણે ચરણ કમળ ચિત લાગ્યો. મૈયા

૩

**માતા**—આકાશમાંથી ખરી પડેલા તારાને આકાશ ભૂલી જાય છે, ઉપરથી ઉડી ગએલા પંખીને તળાવ ભૂલી જાય છે, અને ખંજર જેમ પોતે કરેલા જખમને ભૂલી જાય છે. તેમ તું પણ એને ભૂલી જા.

**મીરાં**—શી વાત કરો છો? વ્યોમથી ખરેલા તારાને શું વ્યોમ ભૂલી જઈ શકે છે? પોતાપરથી ઉડી ગએલાં પંખીને શું તળાવ ભૂલી જઇ શકે છે? અને ખંજર પણ તીક્ષ્ણ જખમ ભૂલી જઇ શકે છે? ના ના માતાજી સંસ્મૃતિનો રૂદનમય પોકાર એ તો હું દરેક વસ્તુમાં સાંભળું છું, તો હું એ દેવના દેવને કેમ ભુલી જઇ શકું ?

**માતા**—હાય, આતો જાણે ગેબી મંત્રો ઉચ્ચારે છે. છિઃ છિઃ એ તો બધું અર્થ વગરનું ભરડે છે. છોકરી મેં સાંભળ્યું છે કે ધર્મના જુઠા ધતીંગો જમાવી ભક્તિનો ડોળ કરનારા સાધુડા ને જોગટાના ટોળામાં તું હવે નાચે કૂદે છે. અમૂલ્ય મોતી જેવી તારી કીર્તિ કોઇ વિલાસીનીના કડામાંથી ખેંચી કાઢેલા તારની વીંટી જેવી મામુલી બનાવી છે. બસ બસ. તારૂં ભેજું ખાઈ જનાર આટલાક અમથા પત્થરના ટુકડાને તું ભુલી જા.

**મીરાં**—જાઓ, વ્યોમગંગાના ઝાંખા અજવાળામાં ઝગમગતા શુક્રના તારાને પ્રકાશતા બંધ થવાનું કહો, મેઘ ધનુષના સુરમ્ય રંગોને ઝાંખા થવાનું કહો, મધ્યરાત્રિએ ઝરમર વરસતું મૃદુ ઝાકળ ન વરસવા વ્યોમને કહો, કળીઓ પ્રકટાવતાં બીઆંને કળીઓ ફોડવી બંધ કરવાનું કહો.

**માતા**—બસ બંધ કર ઘેલી છોકરી? તારી આ મસ્તી ભરી આંખો જોઇને શક્ષસો હસે છે, તારા ઉપર આંગળીઓ ચીંધે છે. તારા રાજકુળ માટે શંકા લાવે છે. તારા ઉપર તિરસ્કારનો વરસાદ વરસાવે છે. એ બધું પેલા પત્થરના ટુકડા માટેજ.

**મીરાં**—લોકવેણુની તે મને શી પડી છે? એવા ચડભડાટથી તે શ્વેતરંગી તારાના કે મધુરંગી સૂર્યના પ્રકાશ હોલવી શકાવાના હતા? કે રાત્રિની દિનવાંછના નકારી શકાવાની હતી? કે મારા નાનકડા પ્રભુ માટેની તીવ્ર જિજ્ઞાસાની તૃષાનો નાશ કરી શકાવાનો હતો! ના ના માતાજી સુરજ અને તારા જેટલી સર્જનજુની આરઝુનો કોઇ રીતે પણ નાશ થઇ શકવાનો નથી.

**માતા**—મારી વાહલી કુંવરી, એવી એક નજીવી ચીજ પર તારૂં યૌવન અમે નકામું બાળવા દઇશું નહિ. ઉષા સમાન પ્રકાશમાન કોઈ રાજકુમાર સાથે તારી સગાઇ નક્કી કરીશું, અને એની લગ્ન વેદીનો તું શણગાર બનશે.

**મીરાં**–શું મને કુલટા બનાવશો ?

**રાણો**–દેવી જાઓ અને ઝેરનો કટોરો લાવો.

**મીરાં**–આ કાયાનું સૌંદર્ય તો ચાર દિનનું ચાંદરણું છે. એક ચપટીમાં શુદ્ધ થઇ ઉડી જશે. પિતાજી નિત્યે પ્રભુથી પોતાનો આત્મા અજર છે અમર છે.

**માતા**–દીકરી તને આ સ્થિતિએ પહોંચાડનાર આટલોક અમથાં પત્થરના ટુકડાને ભૂલી જા. હજી વિચાર કર. જિંદગીના સોનેરી લ્હાવા અને નીલરંગી વિષમાંથી ગમે તે પસંદ કર.

**મીરાં**–મર્ત્ય જીવનના વૈભવોથી શું લલચાવશો ? પગે તો લોહ શૃંખલા પડી છે. એ ગુલામ એના માલીકની પત્નીને લલચાવવા વિચાર સરખોયે કરે એતે શું વ્યાજબી છે ?

**માતા**–છોકરી! પાછળથી પસ્તાવું ન પડે માટે હજી વિચાર કરી લે.

**મીરાં**–મારે કાંઇ વિચાર કરવાનો બાકી રહ્યોજ નથી.

**રાણો**–ઠીક છે ત્યારે આજથી મારે આંગણે એનો પડછાયો સરખોયે નહિ જોઇએ એ ભ્રષ્ટાને જવાદો...આપો એને ઝેરનો કટોરો...આપણા મહેલમાંએ સાધુડાનાં ટોળાં નહિં જોઇએ. પી આ ઝેરનો પ્યાલો ને કઢા અહીંથી. અને મેળવ તારા પ્રભુને.

**માતા**–દીકરી ! તારા હૈયાં લોહી સાથે આ કડકડતી ઠંડીમાં રાત્રિએ ક્યાં જશે ? ક્યા એકાંત વાદળા નીચે તું સૂશે ? અરેરે તારાં યૌવન અને સૌંદર્ય ખીલતા પહેલાં નષ્ટ થશે ! શિયાળવાના ઘુરકવાના અવાજ સાંભળી તું કેટલી બ્હીશે ? અને એ લોહીતરસ્યાં તારા ઉપર ધૂરકશે ત્યારે તારી કાયા કેટલી કંપશે ?

**મીરાં**–દિવસના પડછાયા જેવાં આપણે બધાંજ એક ક્ષણના હાલા ડોલા પછી નષ્ટ થઇ જવાનાં છીએ. આપણું શરીર એતો દૂરથી રળિયામણા દેખાતા ઝાંઝવાના જળ જેવું જુઠું છે. આકાશની આવરેલી માયા છે. વંચન દીવડા છે, રાત્રિની માયા દરમ્યાન બળતા ભૂત ભડકા જેવી આપણી કાયા છે. યૌવન અને સૌંદર્ય માયાવી ભડકાનાં બહુ રૂપી સન્તાનોજ છે. ગંદી દેહનેજ આ કટોરાનો ભય લાગે છે. મને આં શ્વેત પ્રભુજીના કરકમળનો સ્પર્શ થયો છે, અને આત્માએ અમૃત પીધાં છે, એટલે મને કંઇ થવાનું નથી.

(ઝેર પી જાય છે).

( ૪ )

## ગુર્જરી ગુણગાન.

—:o:—

શાણી સજની સર્વ આજ હળીમળી ચાલો સંગાથ,
ગુણગાન ગુર્જરીના ગાઇયે ઉલ્લાસથી,
રસકસે ભરપુર રણાં ખીલી તરૂવર વન વલ્લરી,
મીઠલડાં સુરગાન કરે પંખી સુધારસ રહે ઝરી,
પુનીત સરિતા વહી રહી જો પાપ સહુ પ્રજાળતી,
ગુણગાન ગુર્જરીના—

સાખી

પ્રાણ પનોતા પાથરો, દીલનાં દઈ સન્માન;
કીર્તિ યુગયુગ મેળવો, ગણી જીવનની લ્હાણ.

વિરલ વીર ધીર ગુર્જરીસંતાન,
સહુ ગાઓ જનની યશગાન,
માતૃ ઉદ્ધારણ સ્નેહ સંપ સાધશું,
દિવ્ય પ્રેમે અણમૂલા ઐક્યને સ્થાપશું,
દેશ ભક્તિ શક્તિથી દુનીઆ ડોલાવશું,
સ્વર્ગને આંગણીયે ઉતારશું—શાણી સજની.

---

( ५ )

## अंग्रेजस्तोत्र.

तुम हर्त्ता हो शत्रुओंके, तुम कर्ता हो आईन कानूनके, तुम विधाता हो नौकरी चाकरीके, अतएव हे अंगरेज ? मैं तुम्हें नमस्कार करती हुं।

तुम समरमें दिव्यास्त्रधारी, शिकारमें बल्लमधारी, विचारालयमें आधहस्त सोटा बेतधारी और भोजनके समय कांटा चम्मचधारी हो, इसलिये हे अंगरेज! मै तुम्हें दण्डवत करती हुं।

तुम एक रूपसे राजपुरीमें रहकर राज्य करते हो, दूसरे रूपसे हाट बाजारमें व्यापार करतेहो, तीसरे रूपसे आसाममें चायकी खेती करते हो, अतएव हे त्रिमूर्त्ते! मैं तुम्हें प्रणाम करती हुं।

तुम्हीं पिरामान हो इसलिये तुम सत् हो, तुम्हारे शत्रु रणक्षेत्र में चित है, तुम उम्मेदवारोंके आनंद हो: अतएव हे सच्चिदानन्द मैं तुम्हें प्रणाम करती हुं!

तुम ब्रह्मा हो, क्योंकि तुम प्रजापति हो, तुम विष्णु हो, क्योंकि लक्ष्मी तुम्हीं पर कृपा करती है. और तुम महादेव हो क्योंकी तुम्हारी घरवाली गौरी-हैं। अतएव हे अंगरेज! मैं तुम्हें प्रणाम करती हु।

तुम इन्द्र हो, तोप तुम्हारा वज्र है; तुम चन्द्र हो, इनकम टक्स तुम्हारा कलंक हैं; तुम वायु हो, रेलवे तुम्हारी गति है; तुम वरुण हो समुद्र तुम्हारा राज्य हैं। अतएवहे अंगरेज! मैं तुम्हे प्रणाम करती हु।

तुम्हीं दिवाकर हो, तुम्हारे आलोकसे हमारा अज्ञानान्धकार दूर होता है; तुम्हीं अग्नि हो, क्योंकि सब कुछ स्वाहा किये जाते हो; तुम्हीं यम हो, विशेष कर अपने मासहर्तोंके। अतएव मैं तुम्हें प्रणाम करती हूं।

तुम वेद हो, मैं ऋक यजुआदिको नहि मानता हुं, तुम स्मृति हो. मन्वादि भूल गया हूं, तम दर्शन हो. न्याय मीमांसादि तो तम्हारे ही हाथ हैं। अतएव हे अंगरेज मैं तुम्हे प्रणाम करती हूं।

हे श्वेतकान्त! तुम्हारे अमलधवलद्विरदरद शुभ्र महाश्मश्रुशोभित मुखमंडलको देखकर इच्छा होती है कि तुम्हारास्तव करुं; अतएव हे अंगरेज! मैं तुम्हे प्रणाम करतीहुं।

---

( ६ )

રાગ ખમાચ ત્રિતાલ.

ગગસાગ મપગમ નીધમપ ધમ
ગધનીસા સાનીધપ મગરેસા
ગમધની સાનીસા સાગમગનીનીસા
સારેસાની ધનીધપ ધમપગમગરેસા
નીસાગમપગમની ધમપધમ
ગધનીસા સાનીધપ મગરેસા.

રાગ ખમાચ.

બંસી કયસી બજાઈ નંદલાલ,
તુમ્હેં તો જમુનાજીકે ઘાટ.
મોર મુકુટ પીતાંબર સોહે
ગલે વૈજયંતી માલ,
કાન કુંડલ સોહે
બંસી કયસી બજાઈ નંદલાલ.

( ૯ )

# જહાનઆરાની પિતૃભકિત

**જશવંતસિંહ**—મેં આપસે એકવાર યહ પુછને આયા હું કિ કિસ અપરાધસે હમારે દયાલુ સમ્રાટ શાહજહાં બંદી હેં? ઔર કિસ અધિકારસે આપ ઉનકે અપને પિતાકે રહતે ઉનકે સિંહાસનપર બૈઠે હય ?

**ઔરંગજેબ**—ઇસકી કૈફિયત કયા આજ મુઝે મહારાજકો દેની હોગી ?

**જશવંત**—દે નદે આપકી ઇચ્છા. મેં કેવલ આપસે પુછને આયા હું.

**ઔરંગ**--ઔરંગજેબ ખુદાકે સિવા ઔર કિસીકે આગે અપને કામોંકી કૈફિયત નહિ દેતા.

**જશવંત**—અચ્છી બાત હય તો ઇશ્વરકે આગેહી કૈફિયત દેના.

**ઔરંગ**—ઠહરીયે રાજાસાહબ! મેં કૈફિયત ન દુંગા તો આપ કયા કરેંગે ?

**જશવંત**--બાદશાહ શાહજહાંકો કેદસે છુડાનેકી ચેષ્ટા કરુંગા બસ, છુડાશકુંગા યા નહિ, યહ દુસરીબાત હય, કિન્તુ અપના કર્તવ્ય મેં અવશ્ય કરુંગા.

**ઔરંગ**—આપ બગાવત કરેંગે !

**જશવંત**--બગાવત! સમ્રાટકા પક્ષલેકર યુદ્ધ કરનેકા નામ વિદ્રોહ નહિ હય, વિદ્રોહ કિયા હય આપને, મેં હો સકેગા તો ઉસ વિદ્રોહીકો દંડ દુંગા.

**ઔરંગ**—રાજાસાહબ ? હિંદોસ્તાનકા બાદશાહ ઔરંગજેબ જોધપુરકે રાજા જશવંતસિંહકો દુશ્મનીસે નહીં ડરતા.

**જશવંત**—કૌન ભારતકા સમ્રાટ હય ?

**શાયસ્તખાં**—હિન્દોસ્તાંકે બાદશાહ ગાઝી આલમગીર.

(બુર્કાડાલે હુએ જહાંનઆરાકા પ્રવેશ )

**જહાનઆરા**—ઝુઠ બાત હય, હિન્દોસ્તાંકા બાદશાહ ઔરંગજેબ નહી હય. હિન્દોસ્તાંકે બાદશાહ શાહજહાં હય.

**મીરજુમલા**—કૌન હય યહ ઔરત !

**જહાનઆરા**— કૌન હૈ યહ ઔરત? યહ ઔરત હૈ, બાદશાહ શાહજહાંકી લડકી જહાનઆરા ( બુર્કા ઊલટકર )-કયોં ઔરંગજેબ તુમ્હારા ચહરા એકા એક જર્દ કયોં પડ ગયા ?

**ઔરંગ**—તુમ યહાં બહન !

**જહાનઆરા**—મેં યહાં કયોં આઈ વહ બાત ઔરંગઝેબ, આજ ઇસ તખ્ત પર મજેસે બૈઠકર ઇન્સાનકી આવાજમેં પુછનેકી તાબ તુમમેં હય ? મૈં યહાં આઈ હું ઔરંગઝેબ, બાદશાહસે બગાવત કરનેકે તુમ્હારે જુર્મકી નાલીસ કરને.

**ઔરંગ**—કિસસે ?

**જહાનઆરા**—ખુદાસે ! ખુદા નહીં હય, યહ તુમને સોચ રકખા હય ઔરંગઝેબ ?

**ઔરંગ**—મેં યહાં બૈઠકર ઉસી ખુદાકી ફકીરી કર રહા હું.

**જહાનઆરા**—ચૂપ રહો. ખુદાકા પાક નામ અપની જબાનસે ન લો જબાન જલજાયગી. બિજલી ઔર તુફાન, ભુચાલ ઔર બહિયં, આગ ઔર મરી, તુમ લાખો બેગુનાહ ઔરત મર્દો કે ઘર ઉડાપુડા તોડ ફોડ કર બહાકર જલાકર તબાહ કરકે ચલે જાતે હો. સિર્ફ ઐસેહી લોગોંકા કુછ નહિકર શકતે.

**ઔરંગ**—મહમ્મદ ! ઇસ પાગલ ઔરતકો યહાંસે લેજાઓ ! યહ દરબાર હય, પાગલખાના નહીં હય, મહમ્મદ ?

**જહાનઆરા**—દેખું ઇસ દરબાર મેં કસકી મજાલ હય કિ બાદશાહ શાહજહાંકી લડકીકે બદનમેં હાથ લગાવે. વહ ચાહે ઔરંગઝેબકા લડકા હો ઔર ચાહે ખુદ શેતાનહી હો.

**ઔરંગ**— મહમ્મદ ! લે જાઓ.

**મહમ્મદ**—માફ કીજીએ અબ્બા, ઇતની મેરી મજાલ નહીં.

**જશવંત**—બાદશાહજાદીસે ઐસે બર્તાવકો હમ નહીં સહ સકતે.

**સર્વે**—કભી નહીં.

**ઔરંગ**—સચહય મેં ગુસ્સેમેં કયસા અંધા હો ગયાથા ? અપની બહન બાદશાહ શાહજહાંકી બેટીસેઐસા બરતાવ કરનેકા હુકમ દે રહાથા. બહન ? મહલમેં જાઓ, ઇસિ આમ દરબારમેં, સેંકડો બુરી નજરોંકે સામને ખડા હોના મુનાસિબ નહીં. બાદશાહ શાહજહાંકી લડકીકો વહ નહી સોહતા. તુમ્હારી જગહ મહલસરા હે

**જહાનઆરા**—યહ જાનતીહું ઔરંગઝેબ ? લેકીન જબ ભારી ભુચાલમેં ઇમારતેં ગીર પડતી હૈ, મેહલસરાયેં ચૂરચૂર હો જાતીહે, તબ જિન ઔરતોંકો કભી સુરજ ચાંદને ભી નહી દેખા, વેભી બિના કીસી સંકોચકે ખુલી સડક પર આકર ખડી હો જાતી હય. આજ હિંદેસ્તાંકી વહી હાલત હય. આજ એક ભારી જુલ્મસે એક સલ્તનતકી ઇમારત ઉલટ

પુલટ ગઇ હય. ઇસ વક્ત વહ પહલેકા કાયદા નહી ચલસકતા. આજ જિસ બેઇન્સાફી, જિસ ઉથલ પુથલ, જિસ ભારી જુલ્મ ઔર શયતનતકા તમાશા હિંદોસ્તાંમેં હો રહા હય, વહ શાયદ કભી કહી નહિ હુઆ. ઇતના બડા ગુનાહ, ઇતના બડા ફરેબ, આજ ધરમકે નામપર ચલ રહા હય, ઔર મેં બેઠ આંખે બંદ કિયે નહી દેખ રહી હે. હિંદોસ્તાનકે આદમી ક્યા આજ સિર્ફ ચાબુકકી ચોટ પર ચલનેવાલે આદમી હો ગયે હય ? છુરી ચાકુકી બહિયામેં ક્યા ઇન્સાફ ઇમાન ઇન્સાનિયત ઇન્સાનકે ઉંચે દરજ્જેકે ખયાલાત સબ બહ ગયે ? ઇસ વક્ત ક્યા ખુદ ગર્જીકા હી રાજ હે ? ઉસેહી સબને અપના ધરમ કરમ માન લીયા હે ! ક્યા યહી મુનાસિબ હે ? સિપહ સાલારો ? વજીરો ? મુસાહબો ! મેં યહ જાનના ચાહતી હું કિ તુમને કિસ બલ પર બાદશાહ શાહજહાંકી જીંદગી મેં હી ઉનકે તખ્તપર ઉનકે નાલાયક બેટે ઔરંગજેબ કો બિઠલા દિયા હે ?

ઔરંગ—મેરી બહન અગર યહાંસે નહિં જાના ચાહતી, તો આપ સબ લોગ બાહર ચલે જાઇએ; બાદશાહ જાદીકી ઇજ્જત બચાઇએ.

( સબ બહાર જાના ચાહતે હે )

**જહાનઆરા**—ઠહરો. મેરા હુકમહે, ઠહરો, મૈં યહાં તુમ્હારે પાસ બેકાર રોને નહિ આઇ હું. મૈં અપના કોઇ દુઃખ ભી તુમ્હેં સુનાને નહિ આઇ. મૈં અપને છુટે બાપકે લીયે ઔરતકી શર્મ હયા ઔર પર્દેકી ઇજ્જતકો લાત માર કર આઇ હું. સુનો !

**સબ**—ફરમાઇએ !

**જહાનઆરા**—મેં એક દફા આમને—સામને ખડે હો કર તુમસે પૂછને આઇ હું, કી તુમ અપને ફિમી બહાદુર રહમદિલ, ગરીબ પરવર બાદશાહ શાહજહાં કો ચાહતે હો ? યાદ રખો કે અભી ધરમ દુનિયાસે ઉઠ નહિ ગયા, અભી ચાંદ ઔર સૂરજ નિકલતેહે અભી બાપ—બેટેકા રિશ્તા માના જાતાહે. આજ ક્યા એકહી દિનમેં, એકહી આદમી કે પાપસે ખુદાકા બનાયા કાયદા ઉલટ જાયગા ? યહ નહિ હો સકતા. તાકતકો ક્યા ઇતના ઘમંડ હોગયા હે કી ઉસકી ફૌજ હયાબીકા ડંકા પરશિતશકી જગહકે પાક અમનકો લૂટ લેગા ?

અંધરમકી ક્યા ઐસી મજાલ હો ગઇ હય કી વહ બેરોકટોક મોહબ્બત–રહમ્ આદબકી છાતીકે ઉપરસે અપની ગાડી કે ચનસે તર પહીએ ચલાતા ચલા જાયગા ? બોલો ? તુમ ઔરંગજેબકો ડરતે હો ? ઔરંગ-

જેબ ક્યા હૈ ! ઉસકે દોનો હાથોંમે કીતની તાકાત હૈ? તુમ્હી ઉસકી તાકાત હો. તુમ ચાહો તો ઉસે તખ્તસે ઉતારકર કીચડમે લુટા શકતે હો. બાદશાહ શાહજહાં કો અબ ભી ચાહતે હો, શેરકા બુઢ્ઢા સમજ કર ઉસે લાત મારના નહીં ચાહતે, તુમ અગર ઇન્સાન હો, તો મિલકર બુલંદ આવાજસે કહો 'જય બાદશાહ શાહજહાં કો જય.' દેખોગે ઔરંગજેબ ખોપમે આપ તખ્ત છોડ દેગા.

સબ—જય, બાદશાહ શાહજહાંકી જય.

( શાહજહાં નાટક )

---

(૮)

# વીરહાક.

સુરગણ સર્વે સ્વર્ગથી, આશિષ દે બલીભાન;
આત્મબળે જગમાં હજો, સ્વતંત્ર ભારતી માત.

વીરહાક સંભળાય, વીર કેસરીઆં થાય;
વાગી હિંદમાં હાક સ્વતંત્રતા તણી.

વીરનાદ સંભળાય, રણજંગ શું રચાય;
ક્ષાત્ર તેજ ઉભરાય. ધ્રુજે ધરણી ધીર પાય —વાગી૦

જન્મભુમિ કાજ મરે, પરવા ન પ્રાણની;
સ્વતંત્ર્ય માટે કરે, કુરબાની જાનની.

ભારતીનું ઉર ઉભરાય, જીવન પુલકિત થાય — વાગી૦
જનની દે તો ભક્ત દે, કાં તો દે રણશૂર;

નહિ તો દે દાનેશ્વરી, પણ ના ગુમાવીશ નૂર.

હિંદ હિત હૈયે ધરતી, સુંદરી સાહેલડી,
આદરે સ્વદેશ સેવા હોંસથી અલબેલડી,
ધમવીરો ધન્ય ધન્ય વદાય, ગુણો જેના ગામે ગામ ગવાય—વાગી.

---

(૯)

# સ્વદેશપ્રેમ.

( સત્યવતી ચારણીઓ સાથે ગાય છે )

લાવણી!

આ મેવાડ પહાડ જ્યાં ઝૂઝ્યો, સિંહ વીર પરતાપ;
અટલ રહ્યો તે પર્વત જેવો, સહ્યો ઘોર સંતાપ.
પદ્મિની-રૂપવહ્નિનો જ્યાં દવ લાગ્યો ચોપાસ,
કુદી પડી જેમાં યવનોની, સેના કરવા નાશ,
અ. મેવાડ પહાડ હજી તે લાલ ધ્વજા ફરકાવે છે;
થયાં સાત શત વર્ષ યવનમદ હર્યો તેહ બતલાવે છે.

ગગન તણું ચુમ્બન કરતાંએ, પહાડતણાં શિખરો;
સ્વર્ગ તણો વૈભવ ઉતર્યો જ્યાં, વન ઉપવન સઘળો.
નીતિમય નરનારી ઉદ્‌ભવે, જ્યાં સાત્વિક શૃંગાર,
સકલ શુદ્ધ ક્ષત્રાણી સતીઓ, નહિ કોઈ સંસાર.
આ મેવાડ પહાડ હજી તે લાલ ધ્વજા ફરકાવે છે;
થયાં સાત શત વર્ષ, યવનમદ હર્યો તેહ બતલાવે છે.

( અજય આવી પહોંચે છે )

**સત્યવતી**—શું તમે કોઈ સૈનિક છો ?

**અજય**—હા, હું મેવાડનો એક સેનાપતિ છું.

**સત્ય**—જરા થોભો. તમને એક વાત પૂછવા ચાહું છું મેં જે કાંઇ સાંભળ્યું છે તે શું સાચું છે ?

**અજય**—આપે શું સાંભળ્યું છે ?

**સત્ય**—એ કે મોગલ સૈન્ય મેવાડ પર ચઢી આવે છે.

**અજય**—હજી સુધીતો એવું કાંઇ નથી, પણ હા, જો રાણાજી સંધિ કરશે નહિ તો તે અવશ્ય ચઢી આવશે. રાણાજીની મરજી યુદ્ધ કરવાની છે કે સંધિ, તે જાણવાને માટે મોગલસેનાપતિએ પોતાના એક દૂતને રાણાજી પાસે મોકલ્યો છે.

**સત્ય**—તમે સૌ યુદ્ધને માટે તૈયાર છો ?

**અજય**—અમે તો રાણાજીના આજ્ઞાનુસારી. અમારો ધર્મ માત્ર તેઓ જે આજ્ઞા કરે તેને અનુસરવું એ છે. બાકી યુદ્ધ કરવું કે સંધિ તેનો આધાર તો રાણાજીની પોતાની ઇચ્છા ઉપર છે.

**સત્ય**—રાણાજી યુદ્ધ કરશે કે સંધિ એ વિષે તમને કાંઇ ખબર છે ?

**અજય**—ના, છતાં મારા સમજવા પ્રમાણે રાણાજીની ઇચ્છા સંધિ કરવાની છે. એ વિષે મસલત ચલાવવાને તેમણે મને પિતાજીને બોલાવી લાવવાને મોકલ્યો હતો.

**સત્ય**—તમારા પિતા કોણ ?

**અજય**—મેવાડના મુખ્ય સેનાપતિ ગોવિંદસિંહ.

**સત્ય**—તોશું તમે સેનાપતિ ગોવિંદસિંહના પુત્ર ! તેમની ઇચ્છા શી છે? તમે જાણો છો ?

**અજય**—તેમની ઇચ્છાતો યુદ્ધ કરવાની છે.

**સત્ય**—બહુ સારૂં, જાઓ.

**સત્ય**—( સ્વગત ) સંધિ ! શું રાણા પ્રતાપસિંહનો પુત્ર મોગલોની સાથે ખરી રીતે સંધિ કરવાની કલ્પના પણ કરી શકે ! નહિ નહિ, એમ કદિ પણ ન બની શકે, નક્કી એમાં કાંઇ ભ્રમ થયેલો છે. ( ચારણો પ્રતિ ) તમે સર્વ પેલા વૃક્ષની નીચે હું આવું ત્યાં સુધી બેસો; હું હમણાં આવું છું.

( જાયછે. )

**સગર**—આ રાજ્યમાં રહેવાની મારી તો લેશ પણ ઇચ્છા નથી. ચિતોડનો દુર્ગ જાણે એક પ્રકારનું કારાગ્રહ, પ્રાચીન બીપણુ અંધકાર અને તે ઉપરાંત ચારે દિશાએ પહાડ અને ઝાડ, મનુષ્યનું તો કાંઇ નામ નિશાન નથી, આટલાં પુરાણાં અને મોટાં વૃક્ષો મેં કયાંય પણ જોયાં નથી. અરૂણ, હું તો પાછો આગ્રે જતો રહીશ.

**અરૂણ**—પરન્તુ મને તો આ સ્થાન બહુજ સારૂં લાગે છે. દાદાજી, અહીંના પ્રત્યેક પહાડની સાથે અમારા પૂર્વજોની સંસ્મૃતિ જડાઇ રહેલી છે. દાદાજી શું પ્રાચીન કાળના ગૌરવની કથા આપને સારી નથી લાગતી ?

**સગર**—લ્યો, જુઓ વળી પાછાં એનાં એજ પ્રાચીન ગૌરવનાં રોદણાં! અરે બેવકુફ જે થઈ ગયું તે થઇ ગયું તેને માટે વૃથા માથાફોડ શા સારૂ કર્યા કરે છે? જવાદે, એ ગઇ ગુજરી વાતો.

**અરૂણ**—ભલે આપને ગમે તેમ લાગે, પરન્તુ મને તો વર્તમાનની અપેક્ષાએ ભુતકાળ બહુજ તીવ્ર અને ઘણોજ સ્પષ્ટ છે, પરન્તુ ભૂતકાળની આડે એક પ્રકારનું પડ ફરી વળેલું હોઇ તેનો જોઇએ તેવો સ્પષ્ટ પ્રબોધ થતો નથી. ભૂતકાળ જાણે નીલિમા સમાન-ઉપન્યાસ સમાન-સ્વપ્ન તુલ્ય હોય છે.

**સગર**—જેનો મને ડર હતો તેજ પાછું આવી લાગ્યું. જેમ જેમ તું મોટો થતો જાય છે તેમ તેમ તારી માના જેવોજ બનતો જાય છે. તે પણ આવીજ વાતો કર્યા કરતી હતી, બસ. એ પ્રકારની વાતો કરતાં કરતાંજ તે ઘર છોડી જતી રહી છે. પાછળથી તેનો પત્તો પણ લાગ્યો નહિ કે તે કયાં ચાલી ગઇ.

**અરૂણ**—તેને હું શોધી લાવીશ.

**સગર**—આ જંગલમાંથી! અરે ભાઇ, આ જંગલમાં કદાચ સૂર્ય છૂપાઇ ગયો હોય તો તેને પણ શોધી કાઢવો અતિ મુશ્કેલ છે. તારી મા તો માજ છે

**અરૂણ**—દાદાજી, હું હવે આગ્રે આવીશ નહિ આપને જવું હોય તો જજો. આ સ્થાન મને ઘણુંજ સરસ અને પ્રિય લાગે છે વળી મારી મા આજ દેશમાં છે તો પછી આજ મારૂં ઘર આગ્રામાં તો આટલા દિવસ હું જઈ વસેલા જેવો હતો.

**સગર**—મને પ્રથમથીજ આ વાતનો ડર હતો. તે તો ઠીક પણ આગ્રામાં પાદશાહનો નવો સફેદ પત્થરનો મહેલ છે તે તેં જોયો લાગતો નથી. ચાલ આ વખતે તને તે જરુર બતાવીશ.

**અરૂણ**—નહિ. હું-કંઇજ જોવા ચ્હાતો નથી મને તો તેના કરતાં આ નિર્જન વન પણ વિશેષ સુંદર લાગે છે.

**સગર**—આગ્રામાં ૭૮ તો મસીદો છે. તે સર્વ એક એકથી ચઢીયાતી, તદ્દન નવી અને ઝગમગાટ.

**અરૂણુ**—દાદાજી; મને તો સેંકડો ઉંચી ઉંચી સોનેં મઢેલી મસીદો કરતાં મારા દેશનું એક ભાગ્યુંતૂટ્યું મંદિર વિશેષ ભવ્ય અને પ્રિય લાગે છે. મોગલોના પગ પાસે બેસી રાજભોગ આરોગવા કરતાં મારી દીન માતાના ખોળામાં બેસી લૂખું સુકું ખાવું મને વિશેષ મધુર અને સુખપ્રદ ભાસે છે. દાદાજી શું આપ આ ભીખ માગી ખાવાને માટે પોતાનો દેશ છોડી, ભાઇ છોડી, સેંકડો પુણ્ય વાર્તાઓથી જડિત પોતાનું ઘર છોડી અન્યના દ્વારે જંઇ વસ્યા હતા? તેઓ આપને કદાચ હંમેશાં ભીખમાં મુઠ્ઠી સોનું આપે. તોપણ તેની સાથે તેમના પગની ધૂળ તો ભળેલીજ છે. તેઓ જ્યારે આપની સામે જોઇ હસતા હોય છે, ત્યારે હું જોઉં છું કે તે હાસ્યની નીચે તિરસ્કાર પણ ડોકીઆં કરી રહેલો હોય છે. દાદાજી હું તો અન્યના આપેલા સોનાના ભંડારો કરતાં મારા ભાઇના માલી હાસ્યને વિશેષ કીમતી અને આનંદપ્રદ સમજું છું.

(સત્યવતી પ્રવેશ કરે છે)

**સત્ય**—જીવતો રહે બાપ, એજ વાત સત્ય છે.

**સગર**—કોણ સત્યવતી? આ શું સ્વપ્ન કે સત્ય? સત્યજ! એ સત્યવતીજ છે. સત્યવતી, પુત્રી તું અહીં ક્યાંથી? શી રીતે આવી?

**સત્ય**—વ્હાલા વત્સ, જે દિવસે હું સ્વદેશ અર્થે સંન્યાસ લઇ ઘરથી બહાર નીકળવા લાગી હતી, તે દિવસે તારા અન્ને નાજુક કરના બન્ધનને છોડાવી ચાલી નીકળવું એજ મારા માટે સર્વથી અધિક કઠિણ થઇ પડયું હતું. જ્યારે હું આ પહાડની ધારે ધારે મેવાડનો મહિમા ગાતી ફરતી હતી, ત્યારે તારા મૃદુ હાસ્યને ભૂલી જવું, એજ મને સર્વથી અધિક કઠોર જણાતું હતું, જ્યારે મેં સાંભળ્યું કે તું અહીં આવ્યો છે ત્યારે મારાથી વધારે વખત રહી શકાયું નહિ; હું તરતજ દોડતી દોડતી તારૂં મુખ નીહાળવાને અહીં આવી પહોંચી. આટલી વાર સુધી હું છુપી રીતે તારી અમૃતભરી વાણી સુણુતી હતી ને સોચતી હતી, કે શું આ મર્ત્ય લોકનું સંગીત છે, છેવટે હું એવી રીતે વધારે વખત રહી શકી નહિ. મારા પુત્ર, મારા સર્વસ્વ!

(સત્યવતી હાથ લાંબા કરે છે).

**અરૂણુ**—મા મા, (સત્યવતીને વળગી પડે છે)

**સગર**—સત્યવતી, મારી દીકરી, મારી સામે તો તેં એકવાર પણ જોયું નહિ. મેં શું કોઇ અપરાધ કર્યો છે?

**સત્ય**—અપરાધ? શું આપ આપના અપરાધને જાણુતા નથી? નહિ તે જાણવાની શક્તિજ આપનામાં નથી, આપ આપની આ દીન હીન દુઃખી

જનની જન્મભૂમિનો ત્યાગ કરી મોગલોના પ્રસાદભોગી બન્યા છો. આપ તે મોગલોના દાસ બન્યા છો, કે જેઓએ અમારા ભારતવર્ષને છીનવી લીધો છે, જેઓએ તેનાં મંદિરોને જમીનદોસ્ત અને તીર્થ ક્ષેત્રોને અપવિત્ર કરી મૂકયાં છે. જેઓએ સ્ત્રી જાતિને કલંકિત કરી છે અને આ વીર-ભૂમિના પુરૂષ વર્ગને મનુષ્યત્વહીન બનાવી દીધો છે. જે મોગલો ગર્વથી છકી જઇ રાજપુતાનાના અવશેષ સ્વાધીન રાજ્ય મેવાડ ઉપર વારંવાર આક્રમણ કરી રહ્યા છે, જેઓ મદોન્મત્ત બની અમારી જન્મભૂમિનો વિધ્વંસ કરવા મથી રહ્યા છે, જેઓ સુશ્યામલતા પરથી તેના સંતાનોના રક્તની નદીઓ વહાવી રહ્યા છે. આપ તે મોગલોના આશ્રયે જઇ વસ્યા છો, આપ તેજ મોંગલોની કૃપાથી આપના ભત્રિજા રાણા પ્રતાપસિંહના પુત્રને પદચ્યુત કરવાને તૈયાર થયા છો ! જાઓ, પિતાજી, આપે આપના માટેનો માર્ગ જુદો પસંદ કર્યો છે અને અમારો માર્ગ પણ જુદો છે. આવ પુત્ર, આ અન્ધકારમાં આ દુર્દિનમાં તુંજ મારો સહયોગી છે. આજ મારા હૃદયમાં બેવડું બળ ઉછળી રહ્યું છે, આવ પુત્ર, ચાલ

(અરૂણને સાથે લઇ જવાને તૈયાર થાય છે)

**સગર**—નહિનહિ, સત્યવતી, જાઓ નહિ. અરૂણ, તું પણ ઠેરી જા. ચાલો હું પણ તમારી સાથે આવીશ. આજ મારા નેત્રનાં પડળ દૂર થયાં છે. મારી આંખો ઉઘડી ગઇ છે. આજ મેં મારી માતૃભૂમિને પિછાની છે. આજથી હું મારા આ હૃદયમાંથી પરાઇ મહેરબાનીની આશાને ઉખેડી ફેંકી દઉં છું. આજથી હું મારા દેશની સાથે દુઃખ દારિદ્ર અને અનશન વ્રતનો અંગીકાર કરૂં છું. આવ દીકરી, તને મારા હૃદય સરસી ચાંપી લઉં.

**સગર**—આ શું ? પિતાજી, શું આજ મારૂં એટલું બધું સદ્ભાગ્ય કે હું એકી વખતે અને એકી સાથે પિતા અને પુત્ર બન્નેને પ્રાપ્ત કરી શકી ? પિતાજી આપ જે કાંઇ કહી રહ્યા છો તે શું સાચું છે ? તદન સત્ય છે ?

**સત્ય**—હા સત્યવતી, તે સાચું છે, તદ્દન સત્ય છે. પ્રથમ આ સઘળી વાતો મારા સમજવામાં આવી શકતી ન હતી. તું મને માફ કર, માફ કર.

**સત્ય**—પિતાજી ! પિતાજી !

(સત્યવતી ઘુંટણીએ પડી પિતાના પદે મસ્તક ધરે છે.)

(૧૦)

## સૃષ્ટિસૌંદર્ય.

ખીલ્યાં સુમનની સૌરભ મીઠી મ્હેક,
સાહેલી જોને લલિત લતાકુંજ લગી મ્હેક,
દીસે વૃક્ષકુંજ ફુલડે સોહામણી,
એ...એની ઘેરી ગંભીર શી ઘટા ઢળી,
મંદ મલયાનિલ મ્હેક મ્હેક મ્હેકે—સાહેલી.

સાખી.

ગીરિશૃંગે પડઘા પડે, ગજવે વન વનરાજ:
ફેંકે કિર્ણ સુવર્ણશાં, સરવર જળ રવિરાજ.
ડોલે પેલી કમલિની જલફેરી હેલે,
મધુર ખેલ ખેલે સારસડાંની બેલ,
મધુપ મધુ ગુંજે, લલિત પુષ્પપુંજે,
આનંદ ઉરકુંજે વહે છે રસરેલ.

સાખી

ગાયે ગીત શુક સારિકા, કોયલ કરે કલ્લોલ:
નાચે કલાધર કોડથી, દાખવે સ્નેહ અમોલ.
લલિત ઝરણાંઓ નદી વનમ. ઝીણી ચાંદની સુહાય,
નીરખી નયણાં ઠરી જાય —મંદ૦



राष्ट्र गीत

वंदे मातरम्

सुजलाम्, सुफलाम् मलयज शीतलाम्

सस्य श्यामलाम् मातरम्.

वंदे मातरम्

સમાપ્ત.